સલષણુપુર સગીઈ જયો તું મુંઝપરિ હો ઝોટિંગો પાસ;
મહમદાવાદી મનોહરૂ કંબોઈઇ હો તઈં કીધો વાસં. ૯

ભીડભંજણુ ભલ સાંભર્યો કરહેડઇ હો નાગઈંદ્રહ જોય;
જેસલમેરઈં તું જયો અમીઝરો હો મ રોવરો હોય. ૧૦

સાદડીઇં માદઇ વસ્યો કલિકુંડિં હો સોઝિત પરિણુામ;
પાલવિહારઈં આગરેં ચાણુસમઇં હો બહેડિં અભિરામ. ૧૧

કપડવાણિજ કોરડઇ હમીરપુર હો પીપાડિં પાસ;
છેછલીઇ કાછોલીઇં મહિસાણુઈં મેડતઇ નિવાસ. ૧૨

કડી આહાડૈં આબૂઈ સેત્રુંજઇં વંદું ગિરિનારિ;
વીઝેવઇ રાધનપુરઇ વડાલી હો સાંડેરઈ સાર. ૧૩

તું ભરૂઅછિ તું ઈડરઇં બૂઆડિં હો તુ હિજ ગુણુષાંણિ;
તું દેલવાડઇ વડોદરઇ ડુંગરપુરે હો ગંધારિ વષાણિ. ૧૪

વીસલનગરિં વાલ હો ડભોઇઈ હો બેઠો જિનરાજ;
વાડિજ ચેલણુ પાસજી વેલાઓલિ હો વડલી સિરતાજ. ૧૫

સુહુર પાસ વેઈ વલી અહીછત્રો હો આણી ધુરાય;
નાગપુરિં બીબીપુરઈં નડુલાઈ હો ઢીલી મન જાય. ૧૬

ગાડરીઓ માંડવગઢિં તું જાઉરિ હો પીરોજાબાદ;
કુંભલમેરૈં ગાજીઓ રાણુગપુરિ હો સમર્યો દિઇ સાદ. ૧૭

તું નાડુલઇ માંડીઓ સિદ્ધપુરિ હો તુ દીવ મઝારિ;
ચિત્રકૂટ ચંદ્રાવતી આસાઓલિ હો વાંસવાલઈં પારિ. ૧૮

મેરહટ મથુરાં જાંણીઓ વાણુારસી હો તું પાસ જિણુંદ;
તું સમીયાણેં સાંભર્યો અજારેં હો તૂંહો જિણુચંદ. ૧૯

એકસો આઠઇ આગલા નામિ કરી હો થુંણીઓ જિનરાજ;
આરતિ ટલી આમય ગયો આસ્યા ફલી હો મારા મનની આજ. ૨૦

પાસ પ્રભાવઇ પરગડો મહિમાનિધિ હો તું દેવદયાલ;
એકમનાં જે ઓલગઇ તે પામિ હો લાછિ વિશાલ. ૨૧



॥ अर्हम् ॥

शांतिकुशलविरचित

# गोडीपार्श्वनाथस्तवन.

---

સારદ નામ સોહામણું મનિ આણી હો અવિહડ રંગ;
પાસતણો મહિમા કહું જસ તીરથ હો જિમ ગાજૈં ગંગ. ૧

ગોડી પરતા પૂરવિં ચિંતામણ હો તું લીલવિલાસ;
અંતરીક મોરૈં મનેં વરકાણેં હો તું સોહે પાસ.
ગો૦ એ આંકણી. ૨

અલવર રાવણુ રાજીઓ જીરાઓલિ હો તું જાગૈં દેવ;
કલિયુગ પાસ સંપેસરો બલાજઈ હો તોરી કીજૈં સેવ. ૩

ચોરવાડ મગસી જયો દેવપાટણુ હો ડાકરીઓ પાસ;
દાદો નવખંડિં જાંણીઇ પાસ ફલવદ્ધિ હો રાયરાણા દાસ. ૪

પંચાસર મહીમંડલિં ભલિં ભાખો હો નારિંગો નામ;
નવપલ્લવ કોકો કહ્યો અઝારિં હો તું બેઠો ઠામિ. ૫

લોડણુ તવરી જાણીઇ ઊપમણું હો મહિમાભંડાર;
સીરોડી ત્રેવીસમો કુકડેસર હો સેવક સાધાર. ૬

થંભણુપાસ ત્રંભાવતી નાકોડેં હો તું ધૃતકલોલ;
સહસફણો નઇં સામલો પાસ પરગટ હો તું કુંકુમરોલ. ૭

ચારોપઇં આરાસણુઇ ગંગાણી હો વંદું નિસદીસ;
ભિન્નમાલ ઊજેણીઇ નિણાજઇ હો જાણ્યો જગદીસ.- ૮

સલખણુપુર સમીઈ જયો તું મુંઝપરિ હો ઝોટિંગો પાસ;
મહમદાવાદી મનોહરૂ કંબોઇઇ હો તઈ કીધો વાસં. ૯

ભીડભંજણુ ભલ સાંભર્યો કરહેડઇ હો.નાગઈદ્રહ જોય;
જેસલમેરઈ તું જયો અમીઝરો હો મંડોવરો હોય. ૧૦

સાદડીઈ માદઇ વસ્યો કલિકુંડિં હો સોઝિત પરિણામ;
પાલવિહારઇ આગરેં ચાણસમઈ હો ખહેડિં અભિરામ. ૧૧

કપડવાણિજ કોરઠઇ હમીરપુર હો પીપાડિં પાસ;
છેછલીઇ કાછોલીઇ મહિસાણુઈ મેડતઇ નિવાસ. ૧૨

કડી આહાડે આબૂઈ સેત્રુંજઇ વંદું ગિરિનારિ;
વીઝેવઇ રાધનપુરઇ વડાલી હો સાંડેરઇ સાર. ૧૩

તું ભરૂઅછિ તું ઇડરઈ બૂઆડિં હો તુંહિજ ગુણખાંણિ;
તું દેલવાડઇ વડોદરઇ ડુંગરપુરે હો ગંધારિ વષાણિ. ૧૪

વીસલનગરિં વાલ હો ડભોઈઈ હો બેંઠો જિનરાજ;
વાડિજ ચેલણુ પાસજી વેલાઓલિ હો વડલી સિરતાજ. ૧૫

મુહુર પાસ વેઈ વલી અહીછત્રો હો આણી ધુરાય;
નાગપુરિં બીબીપુરઈ નડુલાઈ હો ઢીલી મન જાય. ૧૬

ગાડરીઓ માંડવગઢિં તું જાઉરિ હો પીરોજાબાદ;
કુંભલમેરૈં ગાજીઓ રાણુગપુરિ હો સમર્યો દિઇ સાદ. ૧૭

તું નાડુલઇ માંડીઓ સિદ્ધપુરિ હો તું દીવ મઝારિ;
ચિત્રકૂટ ચંદ્રાવતી આસાઓલિ હો વાંસવાલઈ પારિ. ૧૮

મેરહટ મથુરાં જાંણીઓ વાણારસી હો તું પાસ જિણુંદ;
તું સમીયાણેં સાંભલ્યો અજારેં હો તૂંહો જિણચંદ. ૧૯

એકસો આઠઇ આગલા નામિ કરી હો થુંણીઓ જિનરાજ;
આરતિ ટલી આમય ગયો આસ્યા ફલી હો મારા મનની આજ. ૨૦

પાસ પ્રભાવઇ પરગડો મહિમાનિધિ હો તું દેવદયાલ;
એકમનાં જે ઓલગઇ તે પામિ હો લાછિ વિશાલ. ૨૧

તું મઈવાસી ઊજલો તેં માંડી હો મોટી યાત્ર;
ભવના ભાંજઈ આમલા તુઝ આગલિ હો નાચિં પાત્ર. ૨૨

ઉવસ વાસઇ તું વસઈ વાણારસી હો રાંણી વામામાત;
અશ્વસેન કુલચંદલો મુઝ વાહલો હો ત્રિજગ વિખ્યાત. ૨૩

છત્ર ધરઇ ચામર ઢલઈ ઠકુરાઈ હો ત્રિગડઇ જિનભાણ;
ભામંડલ તેજે તપઇ તુઝ દરિસણ હો વાંછઇ દીવાંણ. ૨૪

ભૈરવ દૈવ દેવાલીઆ જખ્ખિ જોગણિ હો ડાઇણિ વિકરાલ;
ભૂત ન માગઇ ભેરવા તું સમરથ હો ગોડી રખવાલ. ૨૫

તું મરૂધરનો પાતસા એકલમલ હો તું ધીંગડધીંગ;
બારિ ન રાષઇ બારણાં તુઝ સાહમાં હો કો ન કરઇ સીંગ. ૨૬

થલિ થલિ ઠાવો ઠાકુરો ચેડા ચટક હો તું કાઢિં સારિ;
રોગ હણઈ રોગીતણા તું બઈઠો હો વનવાડી ઝાડિ. ૨૭

તરકસ ભીડી ગાતરી કરિ ઝાલી હો લાલ કબાંણ;
નિલડે ઘોડઇ તું ચઢઇ ફોજ ફોજે હો ફેરઇ કેકાણ. ૨૮

નવ નવ રૂપિં તું રમઈ અડવડીઆં હો તુંહિજ દિ હાથ;
સંઘતણી સાનિધિ કરઇ બોલાવઈ હો તું મેલઇ સાથ. ૨૯

અલષ નિરંજન તું લિખ્યો અતુલીબલ હો તલભાણ;
શાંતિકુશલ ઇમ વિનવઈ તું ઠાકુર હો સાહિબ સુલતાણ. ૩૦

તપગછતિલક તડોવડિં પાય પ્રણમી હો વિજયસેનસૂરીસ;
સંવત સોલસતસટ્ઠે વીનવીઓ હો ગોડી જગદીસ. ૩૧

કલશ.

ત્રેવીસમો જિનરાજ જાણી હિઇ આંણી વાસના,
નર અમર નારી સેવ સારી ગાઇ ગુણ શ્રીપાસના;
વિનયકુશલગુરૂ ચરણસેવક ગોડી નામઇં ગહગહઇ,
કલિકાલમાંહિં પાસ પરગટ સેવ કરતાં સુખ લહઈ. ૩૨